# આઝાદીના ગીત

સંગ્રહ કરનાર
આર. એન. પરિખ

‘નથી જાણતું અમારે પંથ શી આફત ખડી છે
ખબર છે એટલી કે માતની હાકલ પડી છે.’



સને ૧૯૩૦

પ્રકાશક:
આર. એન. પરિખ
રાણપુર

કિંમત ૦-૦-૬

(૨)

## 'આઝાદીની તમન્ના'

યે શિર જાવે તો જાવે, પર આઝાદી ઘર આવે,
યે જાન ફના હો જાવે, પર આઝાદી ઘર આવે. ૧

જો આગે કદમ ઉઠાયા, ઓ અબ નહિ હટનેવાલે;
જો યકીન અપને પાયા, ઓ કભી નહિ રુકનેવાલા. ૨

યે નવજવાનોં કી સેના, અબ નહિ હટનેવાલી,
યે નવજવાનોં કી સેના, અબ નહિ રુકનેવાલી. ૩

હમ ખૂની જીગર કે પ્યાલે, દુશ્મન કો પિલાનેવાલે.
હમ નહિ હૈ બુઝદિલ આદમ, હમ કહા સો કરનેવાલે. ૪

અય ગરદન ઉંચે ઉઠાઇ, નહિ જુલ્મો સે ઝુકનેવાલી,
અય સિતમ કે કરનેવાલે, અબ બંદૂક જલદી ઉઠા લે ૫

હમ ખડે હે ધર કે સીના, અય ગોલી ચલાનેવાલે
અબ બતા દે તાકત તેરી, અબ હમ નહિ હટનેવાલે. ૬

હમ મરેંગે લડતે લડતે, નહિ લડાઇ મરનેવાલી
મયદાન ન હોગા ખાલી, જબતક ન હો ખુશહાલી. ૭

અબ મંજૂર હમે હય મરના, અબ અપના સાજ સજાલે,
અબ બતા દે તાકત તેરી, અબ હમ નહિ મરનેવાલે. ૮

(૩)

## ટોપીવાળાના ટોળા ઉતર્યા

ટોપીવાળાના ટોળાં ઉતર્યાં,
ઉતર્યાં કાંઇ આથમણે ઓવારરે –
પરદેશી ભુખ્યા ટોપીવાળા

લીલી લીમડીને મીઠી છાંયડી,
નીરમળાં કાંઇ નદીઓ કેરા નીર રે—પરદેશી૦

આંબે આંબે તે કોયલ ટહુકતી,
ઉડતાં કાંઇ રૂડા હંસ ને મોર રે—પરદેશી૦

પુરી પનોતી એહી દેશની,
અટારીએ કાંઇ ભેરવના ભણકાર રે—પરદેશી૦

ઘેર ઘેર તે ઘુવડો બોલીયા,
રોવા લાગ્યાં કાંઇ શ્વાનને શિયાળ રે—પરદેશી૦

ઘરમી રૂવે તે મેલી ધ્રુસકા,
અધરમીના આનંદનો નહિ પાર રે—પરદેશી૦

નાળા રાંડે તે બાર વર્ષની,
માની ય પેલાં મરે છે નાના બાળ રે—પરદેશી૦

ઘરણી સુકાઇને થઇ વાંઝણી,
કારમા એહાં કળજુગના ઘાવ રે—પરદેશી૦

સુના મોરા ને સુના ગાયરો,
સુના સુના પાણીયારીના ઘાટ રે—પરદેશી૦

લાંગી ભગવાડો કેરી મોરલી
કામધેનું કાંઇ કારખાને કપાય રે—પરદેશી૦

થાપ્યં થાણાને થાપી કોઠીઓ,
આદર્યાં કંઈ કાળા કોપ રે—પરદેશી॰

તૂટી શાળાને તૂટ્યા રેંટીયા,
કારીગરોના કાપી નાખ્યા હાથ રે—પરદેશી॰

કજીયા કરાવી ભાઈ ભાઈમાં,
પોતે થઈ બેઠા મોટા ભુપ રે—પરદેશી॰

આવ્યા ઓઢીને એવી કાંચળી,
ઓળખીયા નહિ અંતરના ભોરીંગ રે—પરદેશી॰

કરી કચેરી ઉંચે ડુંગરે,
વાળવા બેઠા દેશ કેરા દાટ રે—પરદેશી॰

વાગ્યા ભુંગળ ને આવી ગાડીયો,
ધુમાડાના ઉડે ગોટમ ગોટ રે—પરદેશી॰

વધ્યા કાયદાને વધી કોરટો,
વધીયાં કંઈ કજીયા ને રોગ રે—પરદેશી॰

વકીલો વધ્યા ને વધ્યા ડોક્ટરો,
વધીયાં કંઈ કજીયા ને રોગ રે—પરદેશી॰

એવો વેરો તે નાખ્યો આકરો,
ખેડુતોને ખાવા ન મળે ધાન રે—પરદેશી॰

ભરવા ગાંમડા ને ઝુરે ઝુંપડા,
ભાડી જાયા પરદેશી પીડાય રે—પરદેશી॰

દાદા બોલ્યા ને લોકે સાંભળ્યું,
પુરી તોપ ન આવી શુદ્ધ રે—પરદેશી॰

વરસે વરસે મોટેરા મળે,
કાઢવા લાગ્યા અંતરની વરાળ રે—પરદેશી૦

આપે પાટા બાંધ્યા લોકને,
ડુચો દઈ ને ગુંગળાવી નાખ્યા શ્વાસ રે—પરદેશી૦

ડેરો નાખ્યો એણે ડોકમાં,
હાથે પગે જડી લીધી જંજીર રે—પરદેશી૦

કાં તો હારશે દેશના હાથથી,
અથવા મરશે માંહો માંહિ કપાય રે—પરદેશી૦

એવે ગાંધીજી આવ્યા મોખરે,
યુગ યુગની ઉડાડી છે ઉંઘ રે—પરદેશી૦

દેશ તણો એ સાચો દીકરો,
કર્મવીર, કસ્તુરબાના કંથ રે—પરદેશી૦

જર્મન ગાજ્યા ને ગાજી મેદની,
સરકારની વ્હારે ધાયા લોક રે—પરદેશી૦

નાણાં વાળાએ નાણાં ધીરીયાં,
શુરવીરોએ રેડયા કાંઈ લોહી રે—પરદેશી

અંતે આવ્યો તે કાળો કાયદો,
ચમકી ઉઠી રૈયત ચોપાસ રે—પરદેશી૦

સાચું કહેતાં ને સાચું બોલતાં,
ગાંધીજીએ શીખવ્યું ઠામોઠામ રે—પરદેશી૦

એ દિવસ બધે પાળીયો,
હાટડે હાટડે પાડી દીધી હડતાલ રે—પરદેશી૦

રૂડી સરકાર રાંક લોક પર,
તુટી પડ્યા જાણે વરૂઓ ને વાઘ રે—પરદેશી૦

ઠામે ઠામે જંજીરો ગોઠવી,
ઠામે ઠામે ઉડાડયા ખલૂન રે—પરદેશી૦

એવો જુલમ એણે આદર્યો,
કહાણી કહેતાં કાળજું કટકા થાય રે—પરદેશી૦

તુર્કો મારેતું વચન તોડીયું,
સળગી ઉઠયા સાચા મુસલમાન રે—પરદેશી૦

ગાંધીજીને કહેણુ મોકલ્યા,
ત્યાંથી માને બેઠા મારા દીન રે—પરદેશી૦

ગાંધીજીએ પણ આદર્યા,
કાઢશું અથવા વાળશું સરકાર રે—પરદેશી૦

ગાંધીજીએ લીધા હાથમાં,
માડીજાયા હિન્દુ મુસલમાન રે—પરદેશી૦

મહેલ માનીને જજો જેલમાં,
છાતી પર ઝીલજો બંદુક રે—પરદેશી૦

માતા જેવું રે હૈયું રાખજો,
દીલમાં તમે રાખશો ન દુઃખ રે—પરદેશી૦

સાળા છોડો હ તમે બાળકો,
એ છે ગુલામીનું ઘર રે—પરદેશી૦

વકીલો તમે વકીલાત છોડજો,
તમારા પર એ રાજ્યના થંભ રે—પરદેશી૦

એની સભામાં જાશો નહિ,
એ સ્મશાને લીધા ઘણા ભોગ —પરદેશી॰
ગાંધીજીને પુર્યા જેલમાં,
સરકારને ઉરે લાગી લાય રે—પરદેશી॰
પાયા ડગમગીયા એના રાજ્યના,
ડોલતા એના સીંહાસન રે ખાય —પરદેશી॰
તાજ પડુ પડુ થાય છે,
પુરેપુરું ભરાયું તેનું પાપ —પરદેશી॰

(૪)

## સરકારી નોકરી

કેમ થાયે સરકારી નોકરી રે,
જેણે પકડયા શુરા સરદાર,
કરે સરકારી નોકરી આ સમે રે,
દેશદ્રોહી પુરા કહેવાય.
દેશદ્રોહી બનીને જીવવું રે,
હિંદમાતાની કુખ લજવાય,
પેટ કાજે ડુબાડે દેશને રે,
દેશ દેશે લાખો ફિટકારઃ
નથી સરકાર કોઇને પોષતી રે,
પોષનારો પ્રભુ બળવાન;
પરદેશ ને નોકરી સર્વનાં રે,
દીઓ રાજીનામાં ધરી હામ;

ધન્ય વેળા, ઘડી આ ધન્ય છે, રે
નોકરીને લગાવો લાત.

## (૫)

## કરો સાંધા ઢીલા

કરો સાંધા ઢીલા સરકારના રે,
શસ્ત્ર છોડીને શુદ્ધ અસહકાર:
રાજ્ય પરદેશીઓનું ના ટકે રે,
દેશીઓ જો તજે સહકાર:
રાજ્ય પરદેશીએ આ હિંદનું રે,
લૂટયું નાણું હજારો લાખ:
રાજ્ય પરદેશીએ આ હિંદના રે,
બધા ધંધાનો કીધો નાશ:
રાજ્ય પરદેશીએ આ હિંદનાં રે,
લૂંટયા વસ્ત્રો, ઘી, દૂધ ને ધાન્ય:
બડીબડી નોકરીઓ સાબને રે,
છોડી છોડીમાં હિંદનાં બાળ:
દૂધ, માખણ ને મેવો સાબને રે,
પુરૂં પામે ન હિંદીઓ ધાન:
સાહેબી છે ગોરાને જેલમાં રે,
હિંદી નેતાને ડાકુ મનાય:
માટે બાળો સરકારી નોકરી રે,
પ્રભુપંથે વળો ધરી હામ.

(૬)

અમે સિપાહી પૂર્ણ સ્વરાજ્યના રે,
જાત હોમીને લેશું સ્વરાજ્ય—અમે૦

નથી પરવા ધંધાની આ સમે રે,
ધૂન લાગી છે લેવા સ્વરાજ્ય—અમે૦

નથી ચિંતા કુટુંબની આ સમે રે,
ચિત્ત ચોટયું છે લેવા સ્વરાજ્ય—અમે૦

નથી પરવા ઝરૂખા મહેલની રે,
મરી ફીટીને લેવું સ્વરાજ્ય—અમે૦

નથી પરવા જાલિમના જૂલ્મની રે,
મોત ભેટીશું લેવા સ્વરાજ્ય—અમે૦

આજ મસ્તી છે પૂર્ણ સ્વરાજ્યની રે,
માત ભારતનો જયજયકાર—અમે૦

(૭)

## અમે ડરતા નથી

અમે ડરતા નથી કદી જૂલ્મથી રે,
જૂલ્મીનો જગતમાં નાશ છે રે,
સત્યવાદીનો જયજયકાર—અમે૦

જૂલ્મ સામે નીડર થઇ ઝુઝશું રે,
ભલે માથું ને ધડ જુદાં થાય—અમે૦

નહિ નમશું અમે સરકારને રે,
ભલે કાયાના કટકા થાય—અમે૦

તોપ, બંદુક, ફોજ ભલે ચાલે રે,
નહિ ફાવે જાલિમ સરકાર—અમે૦

(૮)

## પ્રાણ થકી પ્યારી

પ્રાણ થકી પ્યારી રે, અમને આઝાદી માતની.
સર્વસ્વ દેશું પાછું ન જોશું;
સેવા આઝાદી માતની—પ્રાણ૦
વિઘ્નો હજારો ઓળંગી જઈશું;
આશિષ વરસે માતની—પ્રાણ૦
કરી કેસરિયાં માંડીશું મોરચા;
તોડીશું બેડીઓ માતની—પ્રાણ૦
ઝુઝે બત્રીસા આઝાદી જંગે;
સાધે આઝાદી માતની—પ્રાણ૦

(૯)

નહિ હઠશે, નહિ હઠશે,
બહાદૂરો પાછા નહિ હઠશે.
લડશે લડશે સમરાંગણમાં,
છોને ફના થવાય—પાછા૦
કુરબાની કરતાં નહિ થાકે,
ઘૂમે રણમેદાન—પાછા૦
જુલમઘંટીમાં છોને પીલે,
શેતાની સરકાર—પાછા૦
જુલ્મોથી રોળાયાં જગમાં,
લાખો જૂલ્મી રાજ—પાછા૦
રણે ચડેલા સત્યાગ્રહીઓ,
નમાવશે સરકાર—પાછા૦

(૧૦)

યુવકો ઝુકાવજો રે, ભારત આઝાદી જંગમાં૦
લાજે યુવાની ઘરમાં ભરાયે,
આવી ઝુકાવો જંગમાં—યુવકો૦
લાજે જુવાની કાયર બન્યાથી,
બેથો શૂરા સંગ્રામમાં—યુવકો૦
દીપે જુવાની માથું મેલ્યાથી,
ભરતી થાઓ રણરંગમાં—યુવકો૦
કરી કેસરીયા માંડીને મોરચા,
ભારત આઝાદી જંગમાં—યુવકો૦

(૧૧)

નહિ રખની નહિ રખની

નહિ રખની, નહિ રખની, સરકાર, જાલિમ નહિ રખની,
મુસલમાન દા મક્કા ખોયા, મુસલમાનકા મક્કા ખોયા,
સિખ્ખોં કા દરબાર,—જાલિમ૦
જલિયાંવાલા બાગ કે ભીતર, નિઃશસ્ત્રો પર ગોળી ચલાકર,
મારે કે હજાર,—જાલિમ૦
પેશાવરકે ચોકકી અંદર, નિર્દોષો પર ગોળી ચલાકર;
મારે કૈક હજાર—જાલિમ૦
જવાહીર કો પીંજર પાયા, વલ્લભભાઈ કો પીંજર પાયા,
ગાંધીજી કો પીંજર પાયા, સેન ગુપ્ત કો પીંજર પાયા,
એસી હૈ અંધકાર—જાલિમ૦

## (૧૨)

## પરદેશી લુંટારા

પરદેશી લુંટારા ભારતને લુંટી જાય છે
ભારતને લુંટી જાય છે ભારતને ચુસી ખાય છે—પરદેશી.

ભારતમાં જ્યારથી આવ્યા મનમાની લુંટમાં ફાવ્યા
સુધરેલા લુંટારા—ભારતને

ખાધું પીધું ભારતમાં મતિભ્રષ્ટ થઇ સ્વારથમાં
મતલબીયા લુંટારા—ભારતને.

ધંધા ભારતના મચડયા કાંડા કાપીને કચડયા
સેતાની લુંટારા—ભારતને.

દ્રસ્ટી થઇ દષ્ટી કીધી સારી શકિત હરી લીંધા
બેવચની લુંટારા—ભારતને.

હથિયારો દેશના લીધા ગુલામ બનાવી દીધા
હિચકારા લુંટારા—ભારતને.

કેદી સમ ભારત કીધું ના જંપી ઠરવા દીધું
મહા નિર્દય લુંટારા—ભારતને.

રસકસ સૌ ચુસી ટળવળતા અન્નવિણ કીધા
નિષ્ઠુર એ લુંટારા—ભારતને.

પાદરી વેષે આવ્યા કરી ધમ ભ્રષ્ટ વટલાવ્યા
વિધર્મી લુંટારા—ભારતને.

ઢંઢેરા જુઠા પીટયા લાલચ દેખાડી લુંટયા
ધુતારા લુંટારા—ભારતને.

માસુલી મિલ્કત મારે અણુમોલી મિલકત લુંટે
દિવસના લુંટારા—ભારતને.
ઢોર મુંગા કોઇ 'સ્યા જાઇ કસાઇ ઘેરે વેચ્યા
હત્યારા લુંટારા—ભારતને.
પિંઢારા ચોર ભુલાવ્યા દીન ખેડુતને ડુબાવ્યા
કૃતઘ્ની લુંટારા—ભારતને.
આપો ના લુંટ જરા એ પોબારા ગણશે બધાએ
ભૂખ્યા એ લુંટારા—ભારતને.

(૧૩)

તારા વાગે નગારા

તારા વાગે નગારા હવે મોતના રે,
હજી ચેતીલે ઓ સરકાર—તારા૦
તારી સત્તાના ઉખડે મુળીયાં રે,
હજી ચેતીલે ઓ સરકાર—તારા૦
તારી તોપોમાં ઉગશે ઝાડવાં રે,
તારા દારૂની થાશે ખાખ—તારા૦
તારી જેલોથી કોઇ ડરતું નથી રે,
તારી ધમકીના ભાગ્યા ભુત—તારા૦
તારી ગોળી તો ફુલ ગણી ઝીલશું રે,
અમ માથે છે રામ રખવાળ—તારા૦
તારા પુરવના પાપ પેદા થયાં રે,
તારા પાપે ડુબે તારૂં નાવ—તારા૦

શાપ લાગે છે ત્રીસ કોટી જીવના રે,
તેને તાપે ગળે તારા હાડ—તારા૦
જલીયાંવાળાના લોહી ધગી ઉઠશે રે,
ધગે સાધુ જતીનના શ્રાપ—તારા૦
સ્વર્ગમાંથી શહીદ બોલી ઉઠશે રે,
ઉઠે શાપોના ગેબી પોકાર—તારા૦

(૧૪)

## મોહન મીઠું પકાવે.

દાંડી તણા કીનારે મોહન મીઠું પકાવે,
મોહન મીઠું પકાવે સૈનિક સૈ પકાવે. દાંડી.
એકસોને ચાર યોદ્ધા બાપુની સંગ ચાલે,
સત્યાગ્રહી પકાવે સરકાર તે ઝુંટાવે. દાંડી.
અહિંસાતણા સૈનિકો શસ્ત્રો વિના ઝઝુમે,
સરકારી જુલ્મ સામે ગાંધીજી શીર ઉઠાવે. દાંડી.
સ્વતંત્રતાને કાજે અપુર્વ યુદ્ધ જમાવે,
જોશે જગત ન જોયું આ રાજ્યને ઉખાડે. દાંડી.
અહિંસા તણા એ વીરો સબરસ સરસ પકાવે,
દુનીઆમાં સૌથી મોટા સૈ કોઇને નમાવે. દાંડી.
ભારત તણા સંતાનો સૌ જેલને સ્વીકારે,
જાલીમ જો દમ બતાવે ભરતીનાં પુર આવે. દાંડી.
એ લુણની કર જો જાશે બીજા પછી તોડાશે,
સ્વાતંત્ર્ય વીણ ઉદાસી મોહન મીઠું પકાવે. દાંડી.

જાલીમ તણા શીતમગજને ભડવીર એ નમાવે,
પડકારથી ધ્રુજાવે સત્તનનને એ ડોલાવે. હાંડી.
આપીને ભોગ વીરો માતાને કાજ આજે,
સ્વાતંત્ર્ય યુદ્ધ માટે વીર હાક આજે ગાજે. હાંડી.

(૧૦)

## મહાત્મા ગાંધીજીના ગુણ ગાન

મનમોહન બલિહાર ગાંધીજી !
શુર સૈન્ય સરદાર ગાંધીજી !
નુતન યુગ ઘડનાર ગાંધીજી !
દૈવી તેજ ચમકાર ગાંધીજી ! ............મનમોહન

જગત માત્રનું નુર ગાંધીજી !
જ્ઞાનામૃતનું પુર ગાંધીજી !
ભારત બસી સુર ગાંધીજી !
દિલ દરિએ ભરપુર ગાંધીજી !..........મનમો

ગાય ગોપ ગોપાલક ગાંધી !
સત્યાગ્રહ સંચાલક ગાંધી !
હિંદ જનોના તારક ગાંધી !
જગત સર્વ ઉદ્ધારક ગાંધી ! ............મનમોહન

ખાદી પ્રભુતા તોલ ગાંધીજી !
આભુષણ અનમોલ ગાંધીજી !
કુંજ કુંજ કલ્લોલ ગાંધીજી !
રાષ્ટ્ર ચેતના બોલ ગાંધીજી !..........મનમો

સૌરાષ્ટ્ર મુદ્રણાલય રાણપુરમાં એચ. એમ. પંડ્યાએ છાપ્યું.